ઓછો રાખવો એવું સિદ્ધાંત તરીકે માન્ય કરવામાં આવ્યું છે, પણ જ્યાં સુધી સરકાર તેમને નાણાની મદદ કરશે ત્યાં સુધી અમુક અંકુશ તો રહેવાનો જ. સરકાર દર વર્ષે આ સંસ્થાઓનો હિસાબ તપાસે છે, અને તેમાં સહેજ પણ ગોટાળાની ગંધ આવતાં જરૂરી પગલાં લે છે અગર સંસ્થાઓને બરતરફ કરી સર્વ કારભાર સ્વહસ્તક લઈ લે છે.

આ ખાતાંઓમાં ન્યાયખાતું, કેળવણી ખાતું, નાણાખાતું, લશ્કર, પોલીસ અને બીજાં જાહેર ખાતાંઓનો સમાવેશ થાય છે.

**કેટલાંક પરચુરણ ખાતાં**

બ્રિટિશ હિંદમાં ન્યાયખાતાનું કામ ઘણુંજ મુશ્કેલી ભર્યું અને ગુંચવાડા ભર્યું છે. ગુન્હાની યોગ્ય તપાસ કરી ગુન્હેગારને યોગ્ય શિક્ષા કરવી એ ન્યાય-ખાતાનું મુખ્ય કામ છે. ગુન્હા બે પ્રકારના હોય છે.

**ન્યાયખાતું**

કેટલાક ગુન્હાઓ જેવાં કે ખુન, મારામારી વગેરે ફોજ-દારી ગુન્હાઓ ગણાય છે; કેટલાક ગુન્હાઓ દિવાની ગુન્હાઓ ગણાય છે. ફોજદારી ગુન્હાનો ન્યાય કરવા માટે ફોજદારી અને દિવાની ગુન્હાનો ન્યાય કરવા માટે દિવાની અદાલતો સ્થાપવામાં આવી છે. બ્રિટિશ હિંદમાં સૌથી મોટી ફોજદારી તેમજ દિવાની અદાલત હાઇકોર્ટ છે. નીચલી અદાલતોએ આપેલા ન્યાય સામે જો કોઈ પક્ષકાર અસંતોષ જાહેર કરી હાઇકોર્ટમાં અપીલ કરે તો તે સાંભળી તે પક્ષકારને સંતોષ આપવાનું કામ હાઇકોર્ટનું છે. વળી હાઇકોર્ટને નીચલી અદાલતોના કામ પર દેખરેખ રાખવી પડે છે. હાઇકોર્ટના ચુકાદા સામે અપીલ કરવી હોય તો હિંદમાંની ફેડરલ કોર્ટનો અથવા તો ઇંગ્લંડની પ્રીવી કાઉન્સિલનો આશ્રય લેવો પડે છે. દરેક જીલ્લામાં જીલ્લા કોર્ટ સ્થાપવામાં આવી છે. તે હાઇકોર્ટથી ઉતરતી અદાલત છે. આ અદાલત જ્યારે ફોજદારી ગુન્હાની તપાસ ચલાવે છે ત્યારે સેશન્સ કોર્ટ કહેવાય છે. હાઇકોર્ટની માફક આ અદાલત પણ ફોજદારી કે દિવાની ગુન્હાની પ્રાથમિક તપાસ ચલાવે છે, નીચેની અદાલતના થયેલા ચુકાદા સામેની અપીલ સાંભળે છે અને નીચલી અદાલતોના વહીવટ પર દેખરેખ રાખે છે. જીલ્લા કોર્ટથી ઉતરતી અદાલત બે પ્રકારની છે. ફોજદારી ગુન્હાની તપાસ ચલાવનાર

પહેલા, બીજા અને ત્રીજા વર્ગના મૅજીસ્ટ્રેટની અદાલત અને દિવાની તપાસ કરનાર પહેલા અને બીજા વર્ગના સબોર્ડિનેટ જજની અદાલત. ઈ. સ. ૧૯૩૫ ના કાયદાથી આ બધી અદાલતો ઉપરાંત ફેડરલ કોર્ટ સ્થાપવામાં આવી છે. આ અદાલતનું મુખ્ય કામ સંયુક્ત રાજ્યતંત્રમાં દાખલ થનાર અંગો અને ફેડરલ સરકાર વચ્ચેના ઘર્ષણનો નીકાલ કરવાનું અને તેમની વચ્ચે ઉભી થતી તકરારો સાંભળી યોગ્ય ચુકાદો આપવાનું છે.

**કેળવણી ખાતું**

સરકારે પ્રાથમિક કેળવણીનો વહીવટ મોટે ભાગે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને સોંપી દીધો છે. દરેક ઇલાકામાં કે પ્રાંતમાં એક 'ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન' (Director of Public Instruction) હોય છે તે કેળવણી ખાતાંનો વહીવટ ચલાવે છે. વળી ઇલાકા કે પ્રાંતના વિભાગોમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ઉપર દેખરેખ રાખવા માટે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો રાખવામાં આવ્યા છે. ઉચ્ચ શિક્ષણ માટે દરેક ઇલાકામાં યુનિવર્સિટી અને કૉલેજો હોય છે. આપણો દેશ બીજા પાશ્ચાત્ય દેશો કરતાં કેળવણીમાં ઘણો જ પાછળ છે. સૌ સુધરેલા દેશો કરતાં આપણા દેશમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણું જ ઓછું છે. આ કારણોને લઇને મહાસભાવાદી પ્રધાનો દેશમાં કેળવણીનું પ્રમાણ વધારી, કેળવણી ખાતાંના વહીવટમાં જરૂરી ફેરફારો કરી હાલ ચાલતી અસંતોષકારક સ્થિતિ દૂર કરવા માટે તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે, અને ટૂંક સમયમાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની પદ્ધતિમાં શ્રેયકારી ફેરફારો થાય એવો સંભવ છે.

**નાણા ખાતું**

નવા કાયદાથી મધ્યવર્તિ અને પ્રાંતિક સરકાર વચ્ચે આવકના જુદા જુદા સાધનો વહેંચી આપવામાં આવ્યાં છે. કેટલાંક ખાતાં જેવાં કે જમીન મહેસૂલ, નોંધણી, સ્ટૅમ્પ વગેરે પ્રાંતિક સરકારની ઉપજના ખાતાં છે; તેમાંથી ઉત્પન્ન થતી આવકનો મોટો ભાગ પ્રાંતિક સરકાર પોતાના વહીવટ અંગે વાપરે છે. આ નાણાનો વહીવટ પ્રાંતિક પ્રધાનોના હાથમાં છે. પ્રાંતિક સરકાર મોટે ભાગે ધારાસભાની મંજુરીથી નાણાનો વહીવટ કરે છે. રેલવે, ટપાલ, તાર, મીઠાં વેરો, આવકવેરો, દેશી રાજ્યોની ખંડણી વગેરે મધ્યવર્તિ સરકારનાં આવકનાં સાધનો છે. આ આવકમાંથી મોટા ભાગના નાણાં મધ્યવર્તિ સરકાર સંરક્ષણ,

જાહેર દેવું તથા વહીવટી ખર્ચ અંગે વાપરે છે. મધ્યવર્તિ સરકારને આ નાણાના ખર્ચ માટે મોટે ભાગે ધારાસભાની મંજુરી લેવાની જરૂર હોતી નથી.

**સંરક્ષણ ખાતું**

પરદેશી દુશ્મનો સામે હિંદનું સંરક્ષણ કરવા સરકારને મોટાં કાયમી લશ્કરનો ખર્ચ નિભાવવો પડે છે. આ લશ્કરમાં જમીન પર લડનારૂં સૈન્ય, નૌકા સૈન્ય તથા વિમાની કાફલાનો સમાવેશ થાય છે. આ કાયમી લશ્કરના વડા અમલદારને "કમાન્ડર-ઈન્-ચિફ" કહે છે. તે ગવર્નર-જનરલની કારોબારી સભાનો સભ્ય ગણાય છે. સંયુક્ત રાજ્યતંત્ર અમલમાં આવતાં સંરક્ષણ ખાતાંનો વહીવટ ગવર્નર-જનરલને સોંપવામાં આવશે. એ વહીવટ માટે તે હિંદી વઝીર તથા બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર રહેશે. ફેડરલ સરકારની આવકમાંથી લશ્કરી ખાતાં પાછળ મોટી રકમનો ખર્ચ કરવામાં આવશે. આ ખાતાંમાં આજ સુધી મોટી પદ્દીઓ પર ગોરા અમલદારની જ નિમણૂક થતી પણ હવે તો હિંદીઓને પણ એવી પદ્દીઓ પર નીમવાનું ઠરાવવામાં આવ્યું છે.

**પોલીસ અને જેલ**

બાહ્ય દુશ્મન સામે હિંદના સંરક્ષણ માટે સરકારને જેવી રીતે સંરક્ષણ ખાતું નિભાવવું પડે છે તેવીજ રીતે દેશની આંતરિક શાંતિ જાળવવા પોલીસ ખાતું નિભાવવું પડે છે. પોલીસ અને જેલ ખાતું પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યું છે; અને પ્રાંતિક પ્રધાન આ ખાતાંનો વહીવટ ચલાવે છે. પણ તે ખાતાંના અમલદારની નિમણૂક પગાર વગેરે બાબતોમાં પ્રાંતિક સરકારનો કંઈ પણ હિસ્સો નથી. તે અંગેની સત્તા તો હિંદી વઝીરના હાથમાં છે. આ ખાતાંનો વડો અમલદાર "ઈન્સ્પેકટર જનરલ ઑફ પોલીસ" કહેવાય છે. કેદીઓને રાખવા માટે જીલ્લાવાર જેલો રાખવામાં આવી છે. લાંબી મુદતની સજા પામેલા કેદીઓને સેંટ્રલ જેલમાં રાખવામાં આવે છે, દેશનિકાલ થયેલા કેદીઓને આંદામાન ટાપુમાં મોકલવામાં આવે છે અને બાળ કેદીઓને 'રેફરમેટરી'માં રાખવામાં આવે છે. જેલમાં કેદીઓને ધંધાદારી કે ઔદ્યોગિક કેળવણી આપવામાં આવે છે.